# ખેતીવાડી પ્રથમ વિચાર.

## પોથી ત્રીજી, ભાગ ૨ જો.



વિચારનાર,
ખેતીવાડીના ઉપદેશક અને દેશદાઝજ્ઞ,
આદિતરામ સલુખરામ પારધી સર્માવાળા,
વડનગરા ગૃહસ્થ નાગર.
પાટણકર—હાલમાં અમદાવાદ.



**અમદાવાદ.**
ધી એડવર્ડ પ્રિન્ટીંગ પ્રેસ-ઠે. મુંબઈ બેંક પાસે



આવૃત્તિ ૧ લી, પ્રત ૨૦૦૦
સંવત ૧૯૫૮ સને ૧૯૦૨
મુલ્ય. રૂ. ૦-૧-૦.

# પ્રસ્તાવના.

ખેતીકારો પોતાની ખેતીનું કામ કરે છે, પરંતુ તેમાં જે જે કામ કરવાનું તે કામ શા ઉપયોગનું કે ! ઉપયોગને માટે કરવું પડે છે, તેવું તો તમામના જાણવામાં નથી. તેમજ જે કામ કરવું, તેમાં આટલું તો અવસ્યનું છે, અને તેથી વીસેશ કરેતો વીસેશ અને નુન્ય કરે તો નુન્યતા જાણતા નથી, તેથી તે બાબત બને તેટલુ કરવુ એમ માની કરે છે. તેમાં જે નુકશાનીઓ ભોગવે છે તેવુ થતુ નુકશાન રોકવાનું કારણ એજ લાભ મલવાનું સાધન, અને અજ્ઞાન દુર થઇ જ્ઞાન મલવાનો ઉપાય તેમ જ્ઞાન મલવાથી ઉમંગ વધવાનો ? ઊમંગ વધ્યો કે આપો આપ કામ કરવાના ? કે લાભ પોતાની મેળે દોડી આવવાનો અને તેટલીજ દોડથી [illegible] નાસી જવાનુ પ્રયત્ન કરવુ પડસે કે લક્ષ્મીંના કાયમ દર્શનનો લાભ. એવું જેનુ પરીણામ છે એજ માટે આરંભ કર્યો છે.

કર્તા.

## ગુજરાત કાઠીઆવાડ અને કચ્છમાં કુવેતર ખેતી કરનારની જે વર્ગવારી છે, તેમાં મીશ્રણુ ખેતી કરનારનો જે વર્ગ ૩ (ત્રાજો) છે, તેમાં મુખ્ય વાવેતર જે થાય છે તે બાબત લોકોમાં પ્રસીદ્ધ કરવા.

# ભાષણ.

### ઘહુ અને જવના વાવેતર બાબત.

ખેતીવાડીમાં જે મુખ્ય ત્રણુ વર્ગ, આકાસીયા–કુવેતર—ભેજે એવાં માન્યાં છે, તે ત્રણુ વરગમાં ઘહુ અને જવનું વાવેતર થાય છે, તેમ છતાં કુવેતરમાં એટલે ખેતીવાડીના મુખ્ય વર્ગમાંથી બીજા વર્ગમાં તેના વીશે વીચારવાનુ પસંદ કરયુ છે. તેનુ કારણુ માત્ર એટલુજ છે કે, તેનુ વાવેતર પીત્તથી વધારે થાય છે,

આકાસીઆ એટલે ખરીફના શીયાળુ ઘહુ જવનું વાવેતર થાય છે તે બાબત નીચે મુજબ છે.

ખરીફના સીયાળુ ઘહુને કાઠા ઘહુ કહે છે, તેમાં તેના બે નામ છે. રાતા કાઠા અને ધોળા કાઠા ઊરફે દાઉદખાની છે તે સીવાય તેના બીજા નામ પણુ બજારમાં કહેવામાં આવે છે જેમકે હાંસોટ પ્રગણાના દાઉદખાંની ને હાંસીઆ કહે છે. તે માફક જબલપરી વીગેરે નામ હોય છે સીવાય તેમાં પોટા પણુ કહેવાય છે તેનું કારણુ એવું છે કે પાણીનો ભેજ વધારે હોય અગર જાબની ભરત જમીનમાં વાવેતર કરયુ હોય અગર વાવેતર કરવા પછી ભારે માવઠુ કે વરસાદ થઇ ગયો હોય, અને પાણી ભરાઇ ગયાં હોય ત્યારે પોટા થાય છે.

ખરીફના શીયાળુ ઘહુને વાવેતર કરવા લાયકની જમીન કાળી કંપની હોય છે, ગુજરાતમાં તેવી જમીન તેમજ કાઠીઆવાડ અને કચ્છમાં તેવી જમીન ઘણુ કરીને દરીયા કીનારા પાસે હોય છે, અગર ની-

ચાણુમાં હોય છે અગર પહાડોની ખીણોમાં હોય છે અગર નદીઓના મુખ પાસે હોય છે પરંતુ એકંદર તેનુ વાવેતર કાળી કંપની નીચાણની જમીનમાં થાય. ગોરાડુ કે માળની કાળી જમીન હોય ત્યાં તેવા ધઉ પાકતા નથી માટે ધઉ પાકે તેવી જમીનને ધઉંવાલ જમીન કહે છે. પરંતુ તેમાં એક એવુ કારણ છે કે તેવી ધઉવાળ જમીનનું દલ તમામ જગાએ સરખુ હોતુ નથી, તેમજ તે જમીનનું ઉપરનું પડ જે કાલી કંપની જમીનનું છે, તેની નીચેની જમીનનું પડ જુદી જુદી જાતનુ હોય છે. ઉસવાલા ખારનું મીઠાવાલા ખારનું મરડીયાનું ગોરાડુ ચીકણી જમીનનું સરાખડાનુ કે પથર વગુ હોય છે. જમીનનુ દલ ઉપરનુ એક હાથ ઉંડાણનું, કે તેથી જેમ વધારે ઉંડાણનુ, હોય તેમ તેમાં સારી અને મન માનતી મહેનત કરી મન માનતો નફો લેઈ શકાય છે. એક હાથથી જેમ ઓછુ તેમ તેમાં બરાબર મહેનત કરી શકાતી નથી. પરંતુ ધઉના મુળ છાછરાં છે તેથી ઉપર રહે છે માટે એક વેંત સુધીના દલમાં પણ વાવેતર કરે છે. તેથી તેમાં પાક પણ તેમજ આવે છે. ઘણી વખત બીજથી બમણો પાક થાય છે. અને ઘણી વખત દશ કે પંદર અગર વીસગણા સુધી પાકે છે, પરંતુ કાલી કંપની જમીન ચીકણી હોય છે અને તેમાં ઘાસ વીગેરે નકામા છોડ ઘણા ઉગે છે. તેથી તેમાં ખેડવાની મહેનત ઘણી પડે છે. તે મહેનત ઓછી કરવા ઘણા ભાગે તેમાં ખાતર નાંખતા નથી. અને ખેતરોને બંધ બાંધી તેમાં પાણી ભરી રાખે છે એટલે નકામુ નીંદામણ પાણીના ભરાવાથી ઉગવા પામતુ નથી અને ઉગ્યુ હોય છે તો કોહી જાય છે. વલી એવી ધઉવાલ જમીન ઘણા ભાગે રાંપ કે રાંપડી કે દંતાલ વતી ખેડે છે. પણ ઉભા સાંતીડાએ ખેડતા નથી. માટે તેમાં ખેડનુ કામ બરાબર થતુ નથી અને ખેડ કરવાથી જમીનમાં જે કુદરતની બક્ષીસ મલવાની તે લેવાતી નથી. માટે પાક ઓછો આવે છે પણ બંધ બાંધી જમીનમાં પાણી ભરી રાખવાથી

પાણીમાં જે કુદરતનો કસ આવ્યો હોય છે તે જમીનને મળે છે એ નફો છે પણ હાલના ખેડુતો તેમાં શું કસ આવે છે તે જાણતા નથી માટે અટકલથી એટલુ માને છે કે જમીન ભરત થવાથી પાકે છે માટે બંધ બાંધે છે પણ એ સમજથી બને છે એમકે થોડા વરસાદથી ઘઊ પાકતા નથી તોપણ ખેડુતોનો નભાવ થવાનુ એટલુજ કારણ છે કે ! જમીન બહોળી વાવેતર કરે છે તેથી સારે વરશે તેમને નફો મળે છે પણ માઠા વરશે નુકસાન ઘણુ થાય છે.

ઘઊનુ વાવેતર કરવામાં તેઓ વીસ ઇચ લંબાઇનો એક હાથ એવા સો હાથ લાંબા અને સો હાથ પહોળા એટલે દશ હજાર સમ ચોરસ હાથને એક વીઘો કહે છે તેવા વીઘા જમીનમાં ઘઊનુ બીજ વીશ શેરથી તે ચાલી શેર સુધી વાવે છે. પરંતુ તે બીજ સારૂ છે કે કેમ ? તેનુ તેમને પુરૂ જ્ઞાન કે માહીતી નથી. માલ સળ્યા વગરનો અને મોટો દાણો વખાણે છે અને વાવેતરના ચાસમાં બાર ઇંચ અગર તેથી કંઇ વધારે કે ઓછુ અંતર રાખી વાવે છે પણ ચાસની હારો કે ઓળોમાં એટલુ પાશે પાસે વાવે છે કે ! તે જાડુ વાવેતર કહેવુ પડે છે. જાડા વાવેતરથી નુકશાન એ આવે છે કે બીજ વધારે જોઇએ છીએ; અને ઘઊનુ વાવેતર જે વસતારી એટલે થડમાંથી ઘણા ફણુગા કાડનારો હોય છે તે કાઢી શકતો નથી આથી ઘઊના છોડ પોતાનુ જે બળ છે તે પુરે પુરૂ કરતા નથી. અને એક છોડમાં અનેક ઉંબીઓ કાઢવાની શકતી છે. તે ખીલતી નથી. એ મોટી નુકશાની ભોગવવી પડે છે. પણ તે જાડા વાવેતરથી નુકશાન થાય છે એમ સમજતા નથી કેમકે પોતાના કામપર તેમને વીચાર કરવાની ટેવ નથી. પરંતુ તેમને જો વીચાર કરવો હોયતો તે સમજવાને તેમને લાગ છે તે એવો કે ! કોઇવાર ખરાબ બીજથી અગર જમીનમાં ખાર કે બીજા દોસથી આજુ બાજુના છોડ મરી જઇ ખાલા પડી જાય છે. તેથી જીવતા રહેલા કે ઉગી નીકળેલા છોડ પોતા-

ની પુરી શકતી ખીલવી શકે છે. અને તેમાં જે મોટો પાક આવે છે. તે પર નજર કે અકલ પહોચાડી વીચાર કરતા નથી માટે તેમના સમજવામાં આવતુ નથી. બાંપ દાદા કરતા હોય તેમ કરે જાય છે. અને કુદરત કે નસીબમાં હોય એમ બને છે એવુ માની સુધારો કરતા નથી.

આ ખરીફના સીયાલુ ઘહુનુ વાવેતર ઘણુ કીમતી છે તેનુ મુખ્ય કારણુ તેની ઘાસ જેવુ નામ કુંવળ છે તે ઢોરનો ઉમદો ખોરાક છે તેથી ઘહું અને ઘાસ બનેની પેદાંસ આવે છે,

કાઠા ઘહુના વાવેતરમાં એવુ નકી થયુ છે કે રાતા કાઠાતાં તમામ કાળી કંપનીમાં થાય છે પરંતુ ધોળા કાઠા જે દાઊદખાની નામથી ઓળખાય છે તે જે જમીનમાં પ્રથમ વાવે તેમાં બરાબર થતા નથી પણ ધીમે ધીમે માફક આવે છે. અને પુર માફક આવી જે પાક આવે તેમાં જેટલો તોલ ઉતરે છે. તે કરતાં રાતાનો પાક વધારે તોલમાં ઉતરે છે.

આવી કાલી કંપની જમીન કાહનમ અને તેવીજ બીજી જગાઓએ કે ધંધુકા પ્રગણાના કનેરના ગામોમાં છે. અને ત્યાં જે ગામ સાંકડસીમાં છે તેવી જગાઓમાં ખાતર નાંખે છે! ખોદે છે! કે ઉભા હલથી ઉભી ખેડે છે. તેવી મજુરી કરી પાક વધારે ઉત્પન કરે છે. પરંતુ વાધરા તાલુકાનો દરીયા કીનારો. ધંધુકા તાલુકાનો દરીયા કીનારો, વહી આરની જમીનમાં ખાતર નાંખતા નથી. કેમકે ખારનો વધારો થાય છે, નીદામણ વધારે ઉત્પન થઇ ખેડવામાં વધતી મહેનત પડે એમ માનેછે આવી રીત છે. તેમજ નદીના મુખ પાસે છે જેમકે મોજે પીપળીની જમીન નદી નામે સાબરમતીના ભાદર અને ભોગાવાના સંગમ પાસે અને ખંભાતના અખાતના છેડા પાશે છે. ત્યાં સાબરમતીમાં પુર આવ્યુ હોય, તે પૂર જારી હોય; અને ભોગાવામાં પુર આવે, ને અખાતમાં મોટો વાધુ આવી સાબરમતીનુ પાણી રોકે, સાબરનું પાણી રોકાવાથી ભોગાવાનુ ગે-

કાય એટલે તેમાં તણાઇ આવલાં મેલા કાંપવાલા પાણી પીપળીની સીમમાં નીચાણમાં જઇ થંભી જાય; અને કંપ ઠરે છે. તેથી નવી જમીન તઇયાર થાય છે અગર જુની જમીનપર કંપ ઠરવાથી જમીનનુ દલ વધે છે, તેથી એવી કીમતી જમીન બને છે કે, વગર મહેનતે પચીસથી ત્રીસ ગણા સુધી ઘહુ પાકે છે તેમજ કાઠીઆવાડમાં મોટી ભાદરના મુખપાશે માધુપર નજીક તેવી નદી બને છે. પણ તેમાં કાંઇક રેતીનો ભાગ હોવાથી કાઠા ઘહુ વગર બીજા ઘણા પાક પકાવે. છે અને વગર મહેનતનો લાભ આવે છે. આવી રીતે આપણી જમીનમાં હાલમાં આપણે કાઠા ઘહુનો પાક લેઇએ છીએ. તેમાં પુરૂસારથથી પાક આવે તેમ કોઇને માનવાનુ કહીએ તો નશીબ વગર કાંઇ નથી, એમ કહી મનવાળે છે અને ચાલતુ આવેલુ તેમ કરે જાય છે,

## સુધારો.

કાળી કંપની જમીન જેનુ ઉપરનુ પડ એક હાથ ઉપરાંત ગમે તેટલૂ વધારે ઊડાણનુ હોય, તો! તેમાં ઊડી ખેડ અને ખાતર નાંખવાથી તેમજ સાંકડુ વાવેતર કાઢી પહોળુ વાવેતર કરવાથી અને નીરોગી બીજ તેમ સારૂ બીજ વાવવાથી જે મોટી પેદાસ આવે છે. તે એટલી કે જે વધારે મહેનત કરી તેનો બદલો વળી જાયછે, માટે તેમ કરવાથી વધારે પાક આવવાનું કારણ શું છે? તે સમજાવવાથી કામ કરવાનો ઉમંગ વધશે.

દળ દાળ જમીનને ઉડી ખેડવાથી અને સીયાળો ઉતરતાં તે ખોદવાથી કે ખેડવાથી મહેનત કરી પોચી કરી મુકી હોય છે, તો! ઉનાળાના ચાર મહીનાનો તાપ તેના પર પડી અંદર સુધી તાપની ગરમી અને હવા પેસી જમીનમાં જે ખનીજ પદાર્થો એટલે છોડ મહોલને ખોરાક પુરો કરનાર પદાર્થો રંધાય છે. તેથી કઠણ હોય છે તે પોચા થાય છે. પછી વરસાદ પડવાથી કે વરસવાથી તેમને પાણી અડવાથી તે પદાર્થ ઓગળી જાય છે અને જમીન પોચી હોવાથી જેટલો વ-

રસાદ વરસે તેનું પાણી વહી જવા પામે નહી; પણ જમીનમાં સ- માઇ રહેછે. તેથી એવો મોટો નફો થાય છે કે; આકાસમાં જે હવા ફરે છે તેમાં જે તત્વો છે. અને ખેતી ને પોસણ કરવાની તેમાં સકતી છે. તે તત્વો વાળી હવામાં થઇને વરસાદનું પાણી આવ્યું હોય, તેથી તે પાણીમાં છોડને પોસણ કરવાનું જે તત્વ હોય, તે જમીનને ચુસવા મળે છે. એટલે જમીન કસમાં વધે છે. અને ઉંડી ખેડ કરી ન હોય અને વરસાદનું પાણી જમીનમાં ન ચુસાતાં ખેતરની બહાર વહી જાયતો કસદાર પાણી ગયું; અને તે પાણી જતાં ખેતરની માટી કે કસ લેઇ જાય; તે નુકસાન જુદું છે. આ બે નુકસાન બચાવવાને અને જમીનનો કસ છો- ડને સામટો ખાવા મળે, તેવો તૈયાર થવાને ઉડી ખેડવાનું કારણ છે. અને ઉંડી ખેડવાને દળ દાલ જમીનની જરૂર છે. તે વાત આજ સુધી ગુજરાતના હાલના ખેડુતો જાણતા નથી. માટે તે આ પુસ્તકથી જણાવ વા વીચાર રાખ્યો છે. માટે સુધારો કહયો છે; મથાળુ પણ એમજ મુકયુછે.

ઊંડી ખેડ કરી જમીનમાં પાણી વધારે રાખવાથી બીજા જે લાભ છે, તે એ કે, કુદરત પોતાનુ કામ જમીનપર અગર તેના સંબંધ માં એવુ કરે છે કે, દીવસનુ અજવાળુ હોય, અને સુરજના કીરણની ગરમી જે પાણીને સુકાવી નાંખવાની ક્રીયા કરે છે, તેથી જમીનમાંથી દીવસની વખતે જે પાણી વરાળ રૂપે જાય છે, તે વરાલમાં જમીનના કસનુ પૃથીકરણ થઇ તેમાં તત્વ જાય છે. (જેમ મહુડામાંથી દારૂ ગાળી વરાળમાં કસ લાવી દારૂ બને છે) વધારે પાણી હોવાથી વરાળ વધારે જઇ બહારની હવાને ભીની રાખે છે. અને રાતની વખત થઇ એટલે સુરજનું અજવાળું ગયું કે, તરતજ કુદરત પોતાનું કામ ફેરવી નાંખે છે, એટલે અજવાળાથી જમીન અંદરનું પાણી વરાળ રૂપે ઉપર જાય છે. એટલે જમીન પોતામાંનુ પાણી છોડી દે છે અને અજવાળુ એટલે સુર્યનું તેજ ગયું કે, જમીન પોતે પોતામાંનુ પાણી છોડવાની ક્રીયા બંધ કરી આકાશમાંની અદ્રશ્ય પાણીની હવા ચુસવા માંડે છે એ હવા ચુસવામાં

વધતું ઓછું ચુસવું. એ જમીનનાં કઉવતપર આધાર રાખે છે; માટે જમીનને કસદાર કરવા આપણે તેમાં ખાતર નાંખીએ છીએ; માટે જેટલું ખાતરનું બળ તે મુજબ જમીન હવા ચુસી ઝાકળને લાવે છે. અને તે ઝાકળ આવા ખરીફના સીયાળુ મહોલને પોષણ કરી માલ પકાવે છે; તેથી તે મહોલ છોડને ઉંડી ખેડ અને ખાતર કેવા ગુણ કરે છે તે હવે દરેક ખેડુતને સમજવાને આ પુસ્તક સેહેલાપણું કરશે, પહોળુ વાવેતર એવુ કામ કરે છે કે; જમીનમાં જે રાત અને દીવસની કુદરતની કીયા થવાની તે થવાને જગ્યા ખાલી રાખે છે અને હરકત કરતી નથી પણ સાંકડું વાવેતર હવાને આવ જાવ કરવાને હરકત કરે છે તેથી જમીન પોષણ કરી શકતી નથી તે નુકશાન છે.

બીજ સારાં એટલે શું? એ સવાલ નકી કરવો. તેમાં મુખ્ય એ છે કે; જેનુ બીજ કરવું હોય; તે બીજના દાણા છોડ ઉપરજ સુકાઇ જવા જોઇએ, તેમ સુકાઇ જવાથી તેમાં કરચોલી પડતી નથી; પણ દાણો સરખો થાય છે બીજ જે ખાવાનું ઉપયોગમાં લેઇએ તો તે સ્વાદીષ્ટ થોડા હોય છે. સ્વાદીષ્ટ કરવાને લીલછોયા દાણા કપાયછે; માટે બીજમાં લીલો દાણો કાપેલો હોય; તેના દાણા આવ્યા હોય; તો તે સારા ગણાતા નથી. અને છોડ તેનાથી નબળા થાય છે બીજ માટે જે દાણા રાખવાના હોય તે પુરા પાકવા દેવા. વળી તે મોટા ને કરોચલી વગરના—ભરાવદાર—કાંઇ પણ રોગ વળગ્યા વગરના સળ્યા કે જાનવરના કરડયા વગરના હોવા જોઇએ, એવા બીજના દાણા વાંવવાથી છોડ સારા ઉગે છે માટે પોતાના પાકમાંથી તેવા રાખી સંઘરવા તે સંઘરેલા દાણા વાવેતર કરવા વખતે તપાસવા, તેમાં તેનો અસલ રંગ જે હતો તેવો રહયો છે કે કેમ? તે જોવું, રહયો હોયતો બીજ સારૂ માનવું અને તેમાં કાળી રજ જેવુ જો માલમ પડે તો! તેમાં રોગ આવ્યો છે એમ માનવું. બીજ માટે રાખવાના દાણા ઉંબીઓમાંજ રાખી કુંવળમાં દબાવી રાખવા અગર તે દાણા ઉંબીથી જુદા કરી કુંવળમાં રા-

ખવા એ સારો ઉપાય છે. અને સલામતીથી સચવાય છે.

એકંદરથી ઘહુની જમીન તૈયાર કરવામાં ઉંડી ખેડ, તેમાં ખાતર નાંખી જમીન કસદાર કરવાથી, અને તે સીયાળો ઉતરતાં અર્થ તેનો પાક કાઢી લીધા પછી તરત ખેડી તપાવવી: અને વરસાદનુ પાણી જે પડે તે તમામ જમીન ચુશી લે, પણ બીલકુલ તેમાંથી વહી જાય નહી એજ કામ ઉતમ છે. પરંતુ ઘણા દીવસ તેમાં પાણી ભરાઇ રહી, જમીન અંદર ન ઉતરતાં, ઉપર રહે તો! તેવા પ્રસંગે હવા અને સુર્યના કીરણો જમીનમાં પેસી શકતા નથી. તે નુકસાનકારક છે. માટે હવા અને સુરજના કીરણો જમીનમાં પેશી શકે તેમ કરી રાખવાનુ કરી શકાય તોજ સારૂ છે. અને વરાપ થઈ કે તુરત ખેડી પાંસ પાડવી કે કુદરત પોતાનો તમામ લાભ આપે છે. માટે તેમ કરવુ એ વધારે લાભનુ છે. વળી બીજ માટે એમ છે કે દર વરસ પોતાના ઘરનુ બીજ વાવવાથી નુકસાન છે. માટે પોતાનુ બીજ બીજે ગામ મોકલવુ અને બીજે ગામથી પોતા માટે લાવવું એ લાભ વાળું છે. વળી દર વરસ એકજ જમીનમાં એકજ જાતના છોડ વાવવાથી તેમાંથી એ છોડનો કસ ઓછો થઇ જાય છે. અને આવી ઘહુવાળ જમીનમાં તો ઘણા ભાગે એકજ પાક વાવતાં ઘણા ખેડુતો જોવામાં આવે છે. માટે તેવી જમીનવાળાએ અળશી, ધાણા, તલ, સુવા, કે ગુદળી જવાર વાવી શકાતી હોય તો ! તેનું વાવેતર ફેરવવુ. અને તેમ ન કરી શકાય તો! ચાર વરસે કે સાત વરસે એક વરસ વાવેતર કરવાં વગર જમીન વાસેલ રાખવી કે નુકશાન થતુ અટકે. થોડી જમીનવાળા અગર રોકડ કર ભરવાના બોજાવાલા વાસેલ રાખી શકતા નથી. માટે પહોળાણુ જગ્યામાં છોડાનું વાવેતર કરવાથી વાસેલ જગ્યાનો બદલો વળી જઇ, જમીન કસદાર રહેવાની. માટે તેમ કરવુ એ વધારે ઉત્તમ છે. ઘહુને સીયાળોજ માફક છે. ઉનાળો માફક નથી માટે તેનું વાવેતર ચીત્રા નક્ષત્ર પછી શ્વાંતી નક્ષત્રમાં થાય છે અને સી-

ચાક્ષાના ઠારના પાંણીનો મોટો લાભ લેવાય છે. પરંતુ એકવાત જે ખેડુ-તો જાણતા નથી. તે કહેવાની જરૂર છે. તે એ કે રાતના ઠાર પડી જે છોડના પાંદડાંપર રહે છે; અને મોતીયા પાંણીના દેખાય છે; તે હાલમાં તમે ખેડુતોં તેમને તેમ રહેવા દઇ, દીવસના તાપથી સુકાંઇ જવા દેવામાં આવે છે, તે લાભ કરતા નથી માટે ઠારના પડવાના દીવસોમાં છોડપરનો ઠાર જમીનપર પડી જાય તેમ કરવું. માટે મોટા પરોઢીઆમાં ઉંડી ખે-તરમાં ફરી લાકડી વડે ધીમેથી છોડને હલાવી ઠાર જમીનપર પાડવો એ મોટા લાભનુ કામ છે. માટે તેમ અવસ્ય કરવું.

આ ખરીફના શીયાળુ પાકમાં જવનુ વાવેતર કરવું હોયતો, ઘ-ઉંની માફક તમામ કામ કરી કરવાનું છે. પણ તેમાં જવનુ વાવેતર કોઇ કરતુ નથી, કોઇ કોઇ બીજની કસર માટે અગર પોતાનાં જાનવર માટે વાવે છે. અને પછી લીલા ખવરાવી દે છે. પરંતુ વાવેતર થાય છે એમ કહેવા જેટલુ આ પ્રાંતોમાં થતુ નથી.

## ભેજાની જમીનના ઘઉં જવનું વાવેતર.

ભેજાના ઘઉ જવના વાવેતરમાં તફાવત માત્ર એ છે કે, તેમાં કાળી કંપનાં જમીન હોતી નથી. પરંતુ કાળી રેતાળ કે બેસર કે કાળી માળની જમીન અગર રેતાળ ગોરાડું કે ચીકણી જમીન હોય છે. એટલો જમી-નનોજ તફાવત છે. અને જમીનના તફાવતથી તેમાં મજુરીનો પણ તફાવત હોય છે. કેમકે ભેજની જમીનમાં ઘાસનું જોર કે; બળ હોય છે. તેથી તેમાં ખેડવાની મેહેનત વધારે હોય છે. વળી તેમાં જમીન ક્રાહેલી; કે જમીન અંદરનું ગંધાતુ પાણી હોય, તેવી જમીન હોય છે. તેથી તેની પેદાશમાં જમીનમાં જેમ રેતનો ભાગ કમી તેમ માલ સારો પાકે છે અને જેમાં રેત વધારે તેમ માલ પાતળો ને ટુંકો પાકે છે. વળી તેમાં ચણીનું ભેગટ વાવેતર પણ કરે છે. રાઇ, સરસવ, કે રાજગરો પણ ભેગો વાવે છે; આટલોજ તફાવત છે. પરંતુ ભાગ્યશાળી ખેડુતો જેઓ

પોતાના બળદના જોરથી તેમાં એવી ઊંડી ખેડ કરે છે કે, તેમાં ઉગેલું ઘાસ તેમાં લીલા ખાતરરૂપ થઇ, જમીનને વાખદાર બનાવે છે. અને પૈસા ખરચી મંજુરી કરવાનુ બળ હોય; તેઓ એવી ઉંડી ખોદી નાંખી તપાવે છે કે, તેમાંથી લાંબી મુદતે ઘાસનું બળ ઓછું થઇ જઇ મોટો લાભ મળે છે. કતભાગ્યે એવું ઘણી જગ્યાએ છે કે; ખેડ લાગી કે તે-માંનું ઘાસ તરત મરી જાય છે. આવી જમીન ગુજરાતમાં ગાયકવાડ સ-રકારના પાટણની પશ્ચીમે છે. તેથી તેમને ખેડવીનું કામ સારૂ ફાવે છે. આટલુ ભેજા માટે બોલવુ બસ છે. તેથી તેમાં કાંઇ વધારે કહેવા જેવું નથી. માત્ર તેમાં જે ચણીવાવી હોય; તેનાપર પડેલો ઠાર ખાર માટે લે-વામાં આવે છે; તે દવાના કામમાં વાપરે છે; તેમાં નફો નુકસાન સમજતા નથી. કેમકે તેમાં ઘઉ જવને જે નુંકશાન છે; તે નફો નુકસાન તપાસવું એટલુ કહેવાનુ છે. ભેજામાં પાક તોલમાં વધારે ઉતરે છે.

## કુવા વિગેરેથી પીત્ત કરી ઘઉ અને જવનું વાવેતર.

આ પીત્તના વાવેતરમાં કેવી જાતની જમાન એમ કાંઇ જરૂરનું નથી. પરંતુ ચીકણી ગોરાડુ એટલે માટીયાળી જમીન એ સારી છે. એમ મનાયછે. પરંતુ આ વાવેતરમાં તો ! મુખ્ય આધાર પાણીની સવડ ઉપર રહેલો છે. મન મોકરે પાણી મલવાનુ હોય, ત્યાંહાં નફાવાળુ વાવેતર થાય છે. પરંતુ આ ત્રણે પ્રાંતોમાં મનમોકળે પાણીની ઘણી સવડ નથી, તેથી આવી ખેતી એ ખેતીનો મુખ્ય આધાર છે. અને તેમાં પાણીની મુશ્કેલી એજ મોટી હરકત છે, તેમ છતાં તેની મોટી ખેતી થાય છે. તેમાં એકંદર નફો ક-રતાં ખોટ ઘણીવાર હોય છે. તેથી તેમાં શું ભુલ્યો છે તે વીચારવી અને કહેવી એ દરેકને ઉપયોગી છે.

૧. પીત્તની ઘઉ જવની રવીમાં એક વીઘે બે મણ બીજ વાવે છે. એટલે એક એકરે સાડાત્રણ મણ બીજ વાવે છે. એ મોટી નુક-શાની છે.

૧. વધારે બીજથી જાડુ વવેતર એટલે પાણી વધારે માગે છે. ને પાણીની તંગી તેથી લાંબુ વાવેતર કરી સોંઘુ પાડી શકાતુ નથી.

૧. જાડુ વાવેતર જમીનનો કસ વધારે ચુશી તેનુ ઘાસ બગાડી નાંખી જમીનને દુરબલ કરે છે, ને કુંવળ નકામુ પાડે છે.

૧ વળી જમીનમાં જાડુ વાવેતર કરવાથી કુદરતની બક્ષીસથી પાણીની તંગી ઝાકળથી પુરી કરી જમીન કસદાર રાખવાનું, અને ઓછા પાણીથી માલ પકાવી સોંઘુ પાડી શકાતું નથી,

૧ રવીને માટે જે ખાતરની જરૂર છે, તેટલુ ખાતર નાંખવાથી ખાતરની અછતે બીજી જમીનને કસદાર કરી પાક લેવાની સવડ ખોઈ નાંખવામાં આવે છે. તેથી તેની ખોટનો બોજો આવી રવીની પેદાશમાંથી પુરવાથી નફો ઉડી જાય છે.

૧ ખાતર બે કારણશર વાપરવાનુ તેમાં એક જમીનને કસદાર કરવાને; એક છોડને પોશણ કરવા, તેમાં હાલમાં જમીનને કસદાર કરવા ખાતર વાપરે છે. પરંતુ છોડને પોશણ કરવા વાપરતા નથી. તેથી છોડને મન માનતુ ખાતર મળતું નથી તેમ જમીન કસદાર કરેલી, પરંતુ તે હાર કે ઝાકળ ખેંચવામાં ઉપયોગી થવા જમીન પોચી રાખવી જોઈએ તેમ થતુ નથી. તેથી નફાને બદલે નુકસાન કરી પાંણી વધારે માગે છે; તે ન અપાયનો દાઝ કરી નુકશાન કરે છે, તે પણ થોડું નથી.

૧ વાવેતર વખત, અને છોડ ઉછરતાં હોય, તે વખત કેટલુ પાણી આપવુ અને છોડમાં નીચાલ થવા માંડયો, અગર ઉબીઓ આવી, અને દુધ ભરવા માંડયુ, જેને જીવ સંચરયો છે, એમ કહે છે. તે વખત કેટલું પાણી આપવુ તેનો હીસાબ ન રાખવાથી નુકશાન થાય છે. તે કોઈ વીચારમાં લેતા નથી. પરંતુ ઉલટા નસીબને સ્વાધીન થઈ જાય છે.

૧ બીજ ફેરવવાથી, એટલે પરગામનું કે પરપ્રાંતના બીજથી શુ નફો છે તે તપાસવાની ટેવ નથી.

૧ રોગ આવે છે તેને અટકાવવાના કારણ તપાસવાની; અને તેના ઉપાય કરવાની કે; બીજી કોઇ યોજના કરવાંની ટેવ નથી. તેનુ નુકશાન પણ છે.

૧ માલ વધારે પકાવવા ઉપર નજર હોય છે, પરંતુ સારો માલ પકાવી કીંમત સારી આવી મેહેનત ઓછી કરવા તેવા હીસાબ નથી. તેનું નુકસાન આવે છે.

૧ પીત્તની ખેતી કરવા વખતે તેની આજૂબાજૂ બીજા નફા મલવા જેવું હોય; તે વ'ત ધ્યાનમાં રાખતા નથી; તે નુકસાન થાયછે; તે વીચારતા નથી.

આ મુજબ હાલના કામમાં નુકસાન ખમવાથી મન માનતો નફો મલતો નથી.

## સુધારો કરવાનો તે.

૧ ઘઉં જવના પીતમાં કાલી કંપની કે કાલી માટીયાલી માલની જમીનમાં ભરેડા એટલે ફાટો પડી જાય છે. તેથી તેમાં પાણી આપવાનો હીસાબ રહેતો નથી; તેથી પીત્તનું જે કીંમત ખરચીને પાણી લેવાનું તે મોંઘુ પડે, માટે જેમને કપાળે તેવી જમીનમાં પીત્ત કરવાનુ હોય. તેમને એવી જમીનમાં રેત કે માટી નાંખી જમીન પાણીને પકડી રાખે તેવી સમતોલ કરવી અગર ઇંટ નળીયાં કે નીભાડાની રાખ નાંખી સમતોલ કરવી. જે ઇટ નળીયા નાંખે તેમણે ખાંડીને ઝીણો ભુકો કરી નાંખવા અને સત્યભાગે રેતાળ જમીન પડોસમાં હોય; અને એક બીજામાં ફેરફાર કરવાથી મજુરી પાલવે તેવું હોય; તો તેવી કાળી જમીનમાં રેતાળ નાંખવી અને રેતાલમાં કાળી જમીન નાંખવી એ લાભ લેવા જેવું છે.

રેતાલ જમીનમાં વાવેતર કરવાનું હોયતો તેમાં પણ પાણી ઘણું માગે છે પરંતુ તે પાણી કાબુમાં રાખવું હોયતો રાખી સકાયછે

પણ રેતાલમાં કસ હોતો નથી. તેથી તેમાં ખાતર ઘણું જ નાંખવું પડે છે. તેમ કર્યા શીવાય લાભ મલતો નથી. તેવી જમીનમાં સાંખુ રાખી તડકીયા મગ, સણ, કે ગળી જેવું વાવી લીલું ખાતર કરવાનો લાભ લેતો! થોડી મુદતમાં જમીન સુધરી જવાનો લાગ છે. અને દર વરસ જે મેહેનત કરે, તેનો બદલો પણ મલી શકે છે.

ગોરાડુ માટીયાલી જમીન ઘઉ જવની રવી કરવા માટે ઉત્તમ છે. અને સારી છે. કેમકે તે પાણી જોઇતુંજ લે છે. અને ખેડ ખાતરને પહોળું વાવેતર સારાં બીજ અને પાણી આપવાની સમજણ એટલું હો યતો! મન માનતો પાક લેઇ શકે છે. આવી માતબર જમીન રવીની હોય છે. આંહાં બે પ્રકારે રવી કરે છે. એકતો ચોમાસુ ખરીફનો પાક જેમકે બાજરીનો પાક કાપી લેઇ,ખેડીને રવી કરવી. ને બીજી રીત સાંખુ રાખીને રવી કરવી. ખરીફ પાક લેઇને રવી કરવામા અને સાંખુ રાખીને રવી કરવામાં ઉપજ સરખી આવે છે. એટલે ખરીફને રવી મલી જેટલી ઉપજ આવે; તેટલીજ સાંખુ રાખીને રવી કરી હોય તો એકલી રવી માંથી પણ તેટલોજ પાક આવે છે. પરંતુ મારા વીચાર એમ છે કે; ખરીફના પાકની બાજરી અંતર વગરની ઓળો કરી સાંકડી વાવે છે. તેના બદલામાં તમાકુ, રીંગણીની માફક એક ફુટને અંતરે અગર તેથી વધારે અંતરે બાજરી વાવી; ખેડ ખેડ કરવાથી રવીને સાંખુ સખ્યું ગણાશે. અને બાજરી વધારામાં પાકશે. અને પહોલા વાવેતરથી શું નફા છે તે સમજાશે.

૧ બીજ વધારે વાવવાની ભુલ કેમ કરવી પડે છે. તેના કારણો એમ સમજાય છે. કે ઘણા જણા પાસે પોતાના ઘરનું બીજ હોતું નથી અને બીજ વેચનારને સારાં બીજ કોને કહેવાં તેની સમજ નથી તેથી પોતાના નફા તરફ નજર રાખી માલ વેચે છે વળી વેપારીઓ બીજ રાખે છે તેમજ ઘરનું રાખેલું બીજ કાઢી શકે તેવા પણ તેવુંજ બીજ રાખે છે તેથી વાવેલું તમામ ઉગતું નથી વલી વાવ્યા પછી પાણી મુકતાં આવડતું નથી તેથી જોરથી પાણી મુકવાથી બીજ જમીન

માંથી ઉપર તરી આવેથી જમીનના પડદા વગર ઉગતા નથી અને જાનવર ખાઈ જાય છે. અગર કોહી કે ઓથાઇ બગડે છે. અને કોઇને તેમ ન બન્યું હોયતો! ઉગતાં ભરચું દેખાય છે; તેથી ખુસ થઇ વધારે વાવે છે. આવી ભુલ કરી બીજી નુકશાંની ખમે છે. પરંતુ આજ પુસ્તકમાં સારા બીજ માટે પ્રથમ કહ્યું છે. તેવું સારૂ બીજ પહોલી રીતથી વાવી પહેલાં પાણી મુકતાં સંભાલ રાખી જમીનમાંથી બીજ ઉંપર ન આવવા દેતો! અડધા મણથી એક મણ સુધી બસ છે. જેવું બીજના દાણાનું વજન! નવ ઇંચને અંતરે છોડ પીત્તમાં રાખ્યા હોય તો! કમોદની માફક કહાનીયા ફુટી નીકલી જમીનમાં ભરાવ થઈ પાક સારો આપે; માટે તેમ કરવાથી વલી જમીન કસદાર રહે છે.

૧ આછું વાવેતર કરવાથી છોડ થોડા તેથી પાણી પીનાર થોડા માટે પાણી થોડું જોઇશું તેથી વધારે પાણીની માગણીથી જે ટુંકું વાવેતર થાયછે તે લંબાવી શકાય અને જમીન વાવેતરમાં વધે એટલે પાક પણ વધે તેથી તેટલાજ ખરચમાં વધારે પાકે તે સોંઘુ પાલવે. માટે પહોળુ વાવેતર નફો આપે છે.

૧ જાડું વાવેતર જમીનનો કસ વધારે લેઇ જઈ ઉતારી નાખે છે; છોડને કહાનીઆ કે ડાળાં નાંખવાની જગ્યા આપતું નથી. તેથી ઉંચા વધે છે; અને ઉંચાણને ઉંભું રહેવાની જરૂર; તેથી પોતે પોતાના થડ જાડાં રાખે છે. એટલે ઘાસ બગડે છે. પહોલાંમાં થડ નાનું, ડાલા વધારે માટે ઘાસનો મોટો ભાગ ઝીણો હોવાથી ઉપયોગમાં આવે છે એ પણ નફો થાય છે.

૧ વલી જાડા વાવેતરથી જમીનને પાણી પાયા પછી ખેડી કે ખોદી પોચી કરાતી નથી. અને તેમ કર્યા વગર જમીનમાં સુર્યના કીરણો તથા હવા પેસી પાંણીને સુકાવી જમીનના કસનું અને તેને કસદાર કરેવા ખાતર નાંખ્યું હોય તેનું પૃથ્વી કરણ કરી વરાલ ઉંપર લેઇ જઇ શકતી નથી અને રાતના જમીનને ઠાર, ઝાકલ ચુસવાની શકતી મલતી નથી. અને જે થોડી શકતીથી ઠાર કે ઝાકળ પડે તે જમીનપર ન પડતાં

છોડ પર રહી તાપથી સુકાય છે, તેથી જમીનને કાંઇ કસ મલતો નથી. તેવું જાડુ વાવેતરથી નુકસાન છે. પહોલા વાવેતરમાં તે લાભ મળેછે.

૧ ખાતરની અછતથી બીજી જમીનમાં નુકસાન આવે છે, તે રોકવા ને બગડતું ખાતર સુધારવા નજરાણા નામના ભાષણમાં વીનવ્યું છે. તેમ કરવું કે, લીલુ ખાતર કરવું, અગર નવું બનાવવું, તે વગર બીજો ઉપાય રવી ન કરવી કે, રવી કરનારે બીજી જમીન ન રાખવી, એજ છે અને આખી ખેતીના અને આખી ખેતીને જેત કરનાર આજ તકરાર છે, માટે તે વાત સરવે ધ્યાનમાં લેવાની છે.

૧ જમીન કસદાર કરવામાં ખાતર નાંખવું તેની હદ પાણી આપવાની સકતી પર છે. માટે જેટલું પાણી આપી શકાય તેપર નાંખવાનું છે. પણ દાઝ ન કરે એટલી કસદાર કરવી, અને હવામાંથી હાર, આકલ લેવાની જરૂર તેટલુ નાંખવું. પરંતુ રવીના છોડ છાછરામુલના છે માટે તેને પોસણ કરવા ખાતર ઉપર છાંટવું જોઇએ તેમ કોઇ કરતા નથી. માટે ખાતર ઉપર છાંટી ને આપવું તેમાં મુતરનું આપી શકાય અને ગલતીયા ખાતરનો રેડ આપી શકાય છે. તમે સેરડી, કેલ ને તે મુજબ ખાતર આપી નફો લોછો. તે જવ ઘહુમાં લેવો જોઇએ.

૧ વાવેતર કરવા પછી પાણી શા માટે આપવું તે સમજ નથી: માટે પહેલું પાણી બીજ ને ઉગવા આપવુ. બીજા પાણી તેને મોહોટાં થવાં આપવું; માટે તે વખત તે જીવી શકે એટલુંજ આપવુ. વધારે આપવાથી જમીનનો કસ વધારે લેઇ શકાતો નથી અને અજીરણ થઈ મંદવાડ આવે છે. માટે તે ન થવા દેવું અને દુધ ચડેકે પાણીની જરૂર છે; તે તકે પાણીની તમારે ઘણાઓને હમેશાં તાણ પડવાની, તેથી ઉગતાં અને ઉછલતાં સારો દેખાવ છતાં દુધ વખતે પાણીની ખોટ પડવાથી, પાકમાં ખોટ આવી નુકશાન ઘણુંજ થાય છે. તે રોકવા અતી વીચાર કરી દુધ વખતે જોઇતુ પાણી અપાય તેટલુ વાવેતર કરવુ એજ લાભનૂ છે.

૧ હાલમાં આપણે એમ કરીએ છીએ કે, પોતાના ગામમાં જેની પેદાશ થાય છે, તેમાં શારૂં જોઇને આપણે બીજ માટે રાખીએ છીએ અગર આપણા ગામનો વાણીઓ તેવુ શારૂ બીજ ગામનો પાક તેના લેણામાં આવે તેમાંથી રાખે છે. તે આપણે વાવીએ છીએ; એથી એમ માનવુ પડે છે કે, આપણા ગામની સીમમાં પાકેલુજ વાવી એ છીએ, પરંતુ ખેતીના કામની ખંતથી તપાશ કરી વીચાર કરવાની જેમને ટેવ છે, તેઓએ એમ નકી કર્યું છે કે, ખેતીના કામમાં પરગામ અગર પર પ્રાંતમાંથી બીજ મગાવી આપણે વાવવાં અને આપણાં બીજ પરગામ કે પરપ્રાંત મોકલવાં, તેથી ઘણા વાવેતરમાં લાભ થાય છે. એટલે દાણામાં દાણો મોટો ભરેલો અને તેજદાર વીગેરે શારા થાય છે અને વધારે પાક ઉતરે છે, તેમજ તેલના બીજ રંગના છોડના બીજ અને રેશાના છોડના બીજમાં પણ લાભ જણાય છે. તેમજ કેટલાક વાવેતરમાં ગામના બીજથીજ શારૂં થાય આમ નકી થયેલુ છે. ઘણી વખતે આપણને પરગામના બીજ વાવવાની જરૂર પડે છે. અને રેલવે થયા પછી પરપ્રાંતનું બીજ વાવવાનો વખત પણ આવ્યો છે. અને છપનો દુષ્કાલ પડયા પછીતો પરપ્રાંતનું બીજજ વાવવાના પ્રશંગ ઘણા જણાને આવ્યા પરંતુ કોઈ તે પર ધ્યાન આપે છે તો! એટલુજ કે વધારે તોલમાં ઉતરથા કે કેમ? પણ પોતાના ગામનું બીજ હતુ તેમાં શું શારાપણુ હતું હાલ વાવ્યુ હતુ તેમાં પોતા કરતાં શારાપણુ કે હલકાપણુ શું આવ્યુ અને પોતાની જમીનમાં વાવવાથી એ બીજ પોતાના ગુણમાં રહે છે કે, શારૂં થાય છે કે પોતાના ગુણ છોડી નબલાઇ પકડે છે. આપણા અશલ હતા તેવા થવા માંડે છે. ને એકંદરે તેમાં શારાપણું આવી લાભ કરતા ઠરેતો દર વરશ તેમ કરવુ એમ કોઇ વીચારતા નથી તેથી તેનો લાભ લેવા તરફ વલતા નથી તેથી જે નુકશાની છે. તે દુર થતુ નથી માટે તેમ કરવુ આપણા દેશમાં એ ત્રણ પ્રાંતોમાંના જે ઘહુનું વાવેતર થાય છે તેપર આપણે વીચાર કરી એતો ખરીફનો શીયાળુ પાક એ ઉત્તમ જાતના દાઊદખાની અને રાતા કાઠાનો છે તેથિ તેઓજ આપણું અશલ વાવેતર છે તે-

મ બીજ પણ છે તે બીજ ભેજામાં વાવવાથી શારાપણું છોડતા અને પાકમાં વધારે ઊતરતા ગયા તેમ કાલી જમિનમાં પીત્તથી વાવેતર કર્યો અને તેમાં પણ એમજ થયું તેથી તેનું નામ વજર કઠા પડયું છે. વધારે પાણિથી પોટા થયા છે. અને ગોરાડુ માટીયાલીમાં વાવવાથી વાજીયા થયા છે. અને તેવા રેતાલમાં વાવવાથી ટુંકા વાજીયા થયા છે. અને તેવા ભ્રષ્ટ થયેલા ફરી વાવવાથી તેમાં પોટાપણું વધ્યું છે. અને ટુકાશ આવતી ગઇ છે તેમ પાતલા પણુ પણ આવ્યું છે અને આપણા પ્રાંતોના લોકોને ખરીફના શીયાલુ કાલી કંપની જમિનમાં પાકેલા રાતા કાદા કે ધોળા કાઠા જેને દાઊદખાનીથી ઓલખીયે છીએ તે ઘણા પશંદને માફક છે તેથી તેની કીમત મન માનતી બજારમાં આવે છે. અને તે શીવાયના વાવવથી અશલમાં નુકશાન થયુ છે તે એવુ કે તેનો કદ, રંગ ગુણ સ્વાદ બગડયો છે પણ લોભથી લોકો તેનું વાવેતર કરી નફો માનતા ગયા છે પુનમિયા ઘઉ એ એક જવની જાત છે પણ હાલ તેને કાઠામાંગણી વાપરે છે આ ઘઉનું વાવેતર વધવાથી બીજી નુકશાનીઓ શુ આવી છે તેનો હીશાબ કરી એકંદરે લાભ અલાભ નકી કરયો નથી, ત્રણે પ્રાંતોમાં ઘઉ ઊંચી પંકતીમાં ગણાયેલા છે તેનૂ વાવેતર વધારી દીધુ છે અને ઘઉમાંજે શારાપણુ તે જતુ રહ્યું છે તેમાં વલી જે પોટા જાતના તેમાં મેદો ઊતરયો અને તે કંદોઇના કામમાં વધારે આવ્યો, તેમજ પરદેશની માગણી થઇ, એટલે લોભ રાખી કામ કરે જાય છે પરંતુ વીચાર કરેતો બાજરી, જે ખરીફનો મફતના પાણીનો પાક છે અને વાડીયા ઘઉ જેને ટુકા વાજીયા કહીએ છીએ. તેની પેદાશ કીમતવાલા પાણીથી કરીએ છીએ તેમાં લાભ અલાભ અને જમિનનો કશ જવાનો લાભ, અલાભ વીચારીએતો ઘઉ વધારે વાવવાથી એકંદર નૂકશાન થાય છે અને ગરીબના ખોરાકનો ટોટો પડે છે પરંતું જમિનના માલેકોને જમિનની ગરજ નથી અને વેપારમાં નફો નૂકશાન કહેનાર કોઇ નથી અને લોકો દેખાતો તરતનો નફો અને પરીણામે ખોટ આપનાર કામ કરવા તરફ વળ્યા છે તેમને કોઇ રોકનાર નથી તેથી એમાં કાંઇ પણ બોલવુ તે લોકો હાલમાં હશી કહાડે અને અપ્રિય માને તેમ છે માટે અટકવુ પડે છે.

૧ ઘહુની રવીમાં જમીનમાંથી વાવેતર ઉગતાં વાદલાં કે હુ થવાથી અંગારીયુ એ નામનો રોગ થવા કારણ મળે છે અને નામનો રોગ વાદલાં દુધ ચદ્દતાં કે દાણો પાકતાં આકાશમાં થઈ ગરમ કરવાથી ઉત્પન્ન થાય છે તેવા રોગ રોકવામાં છુટુ વાવેતર ખેડ વીગેરે રોકવામાં શહાય કરે છે અને હીમ જો મોટો ૧ ઘહુ બળી જવામાં રોકવા પાણિ વધારે લાભ કરે છે તે પર કોઈ વં કરતુ નથી તે કરવો જોઇએ. ઇશ્વરી કોપથી ઉધેઇ, ઊંદર વીગેરેનૂ નૂ ન છે તે ઝેરથી મારી નાંખ્યા શીવાય બિજો ઈલાજ નથી પણ ત્રણે પ્રાંત જીવ દયા પ્રતીપાલ છે તેથી તે નુંકશાન પોતાના ધર્મ શહન કરવાના, માટે બોલાવાનું નથી

૧ પોતાના પાકમાં થોડો માલ ઉત્પન્ન કરી, શારો માલ વવામાં અને નબલો વધારે પકાવી વધારે મજુરી કરવી પડે તેમાં શુ ખોટ છે એમ કોઇ વીચારતા નથી. દાઊદખાની એક શેર. અને ટુકા વાજીયા એક શેર તેની શકતીમાં શુ તફાવત છે તે વીચારતા નથી રશાયણથી પૃથીકરણ કરવાની શકતી નથી પણ ખાનારને તો પૃથીકરણ કરે છે અને શારો માલ થોડો ખાવો પડે છે નબલો માલ વધારે ખાવો પડે છે તે વીચારી તેના લોટના મેંદા અને ભુશાનો વીચાર કરી કામ કરવુ એહજી વધારે દુર છે.

૧ કુવાની વાડીઓકે પીત્ત કરવાંમાં ત્યાં શાચવવા હાજર રહેવુ પડે છે અને આજુબાજુની જમિન વાડ વીગેરેનીમાં શુ વાવવાથી નફો મલશે અને વગર ખરચે નફો થશે એમ જોવામાં મોટા ઢાલીઆ પર રીંગની કે મરચી, વાડમાં નરમા નામનો કપાશ કે તુવેરના છોડ નાંખવામાં હરકત ન હોય તેમ ગલકાં, વાલોર વીગેરે વાવે તેવુ હોય તેમ છતાં તેમ કરતા નથી તે કરવાથી લાભ છે-

જવની બાબત ઘહુ માફક કામ કરવાનૂ છે તેથી ઘહુ લખ્યા ત્યાં જવ અને ઘહુ શમજવા ફરક માત્ર એટલો કે જવને મીઠું પાણી માફક નથી અને ઘહુને ખારૂ પાણી માફક નથી એટલો તફાવટ છે,

**ખેતીવાડીના ઉપદેશક**
**આદીતરામ સલુખરામ પારધી સમીવાળા**
**અમદાવાદ-રાયપુર આકાશેઠના કુવાની પોલ.**